


(રાજકોટ ગુરુકુલની શાખા)

# શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, વેડ, સુરત

## અ.નિ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દીક્ષા શતાબ્દી

## ગુરુકુલ સુરત રજત જયંતી • અખંડધૂન વિંશતિ ઉપક્રમે




**તા. ૨૨ થી ૨૫**
**ડિસેમ્બર ૨૦૧૬**

:: અધ્યક્ષ ::
પ.પૂ. ગુરુવર્ય શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામી

:: શુભ સ્થળ ::
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, સુરત

બાલ મંચ — તા.૨૩, શુક્રવાર
સવારે ૮:૦૦ કલાકે

મહિલા મંચ — તા.૨૪, એકાદશી
સવારે ૮:૦૦ કલાકે

યુવા મંચ — તા.૨૫, રવિવાર
બપોરે ૩:૦૦ કલાકે

ભૂ.પૂ.વિ. ભાવસંમેલન — તા.૨૩, શુક્રવાર
રાત્રે ૮:૩૦ કલાકે











## आत्मीय आमंत्रण

અક્ષરાતીત પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણ મહાપ્રભુએ અનંત જીવોના શ્રેય અને પ્રેય માટે પ્રસ્થાપિત કરેલ દિવ્ય સંપ્રદાયના ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, ઉપાસના અને સેવા જેવા અનેક સૈદ્ધાંતિક મૂલ્યોને જેઓએ ગુરુકુલ પરંપરાના માધ્યમથી ઉજાગર કરી લોકાભિમુખ કર્યા છે એવા સદ્વિદ્યા સદ્ધર્મરક્ષક પ.પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજશ્રી ધર્મજીવનદાસજી સ્વામી આપણા જેવા અનંત જીવોના જીવનનૌકાના નાવિક બનીને ઉદ્ધારક બન્યા.

પરમ ભાગવત્ સંતવર્ય પૂ. ગુરુદેવે ઈ.સ. ૧૯૧૭માં તીર્થધામ સારંગપુર હનુમાનજી મહારાજના સાંનિધ્યમાં આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ થકી ભાવગતી સાધુ દીક્ષા ગ્રહણ કરીને અરજણમાંથી ધર્મજીવનદાસ નામે પરમ ભાગવત સંતનું સ્વરૂપ ધારણ કર્યું. આદર્શ જીવન સાથે ભવ્યાતિભવ્ય ગુરુકુલ પરંપરાને વિશ્વમાં પ્રવાહિત કરીને અનંત જીવોને ન્યાલ કર્યા. પૂજ્ય ગુરુદેવે દીક્ષા ધારી તેને ઈ.સ.૨૦૧૭ માં સો વર્ષ કહેતા શતાબ્દી પૂર્ણ થાય છે. ગુરુદેવ પ્રત્યેની ભક્તિથી પ્રેરાયને પ.પૂ. ગુરુવર્ય મહંત સ્વામી શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામીના દિલમાં સેવા અને સ્મરણના અનેકવિધ આયોજનો સાથે ભવ્યાતિભવ્ય અને દિવ્યાતિદિવ્ય મહોત્સવ ઉજવવાનો સંકલ્પ થયો. પૂજ્ય ગુરુવર્યના સંકલ્પને ઝીલીને હજારો ભાવિક ભક્તો તથા સંતો ભાવાંજલિ મહોત્સવ ઉજવવા અતિ ઉત્સાહ અને ઉમંગ સાથે ભાવભીના બન્યા છે.

આગામી ભાવાંજલિ મહોત્સવ કેવળ રાજકોટ ગુરુકુલ ખાતે નહીં પરંતુ જ્યાં જ્યાં ગુરુદેવનું કાર્ય વિસ્તરેલું છે તે તે વિસ્તારોને આવરીને દેશ અને વિદેશમાં ૧૧ કેન્દ્રોમાં ઉજવવાનું નિરધાર્યું છે ત્યારે, પ્રથમ ઉત્સવ આપણા સુરત ખાતે પ્રાપ્ત થાય છે તો સવિશેષ ધન્યભાગી બન્યા છીએ. આ સાથે સુરત ગુરુકુલ રજત જયંતી, ગુરુકુલ ખાતે ૨૦ વર્ષથી ચાલતી સ્વામિનારાયણ મહામંત્રની અખંડધૂન વિંશતિ મહોત્સવની પણ ધામધૂમથી ઉજવણી થશે.

આ ત્રિવિધ નિમિત્તના ઉપક્રમે પ.પૂ. ગુરુવર્ય મહંત સ્વામી શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામીના શુભાશીર્વાદ તેમજ સમસ્ત ગુરુકુલ પરિવારના હૃદયના ભક્તિભાવથી આગામી તા. ૨૩, ૨૪ અને ૨૫ ડિસેમ્બર-૨૦૧૬, માગશર વદ ૧૦ થી ૧૨ ત્રિદિનાત્મક ધાર્મિક, શૈક્ષણિક તેમજ સામાજિક અનેકવિધ સેવાકિય શુભ આયોજન સહ આબાલ વૃદ્ધ સહુ કોઈને શ્રેય અને પ્રેયના માર્ગે ઉર્ધ્વગામી કરનાર અતિ ભવ્યાતિભવ્ય અને દિવ્યાતિદિવ્યતાપૂર્ણ ભાવાંજલિ મહોત્સવ ઉજવવાનું ગુરુકુલ પરિવાર દ્વારા આયોજન કરવામાં આવેલ છે.

આ અવસરે શ્રી સ્વામિનારાયણ મંદિર વડતાલ સંસ્થાન ગાદી પીઠાધિપતિ પ.પૂ. ધ.ધૂ. ૧૦૦૮ આચાર્ય મહારાજશ્રી રાકેશપ્રસાદજી મહારાજ તથા ધામોધામથી સંતો પધારી દર્શન-આશીર્વાદનો લાભ આપશે.

આ દિવ્ય મહોત્સવમાં ભાવહૃદયથી જોડાવા સહુકોઈને હાર્દિક નિમંત્રણ પાઠવીએ છીએ.

લી. પુરાણી ધર્મવલ્લભદાસના જય શ્રી સ્વામિનારાયણ

## તા. ૨૩-૧૨-૧૬, ગુરુકુલ દિન

### ૧ પ્રથમ સેશન, સવારે ૬:૩૦ કલાકે

૬:૩૦ ધર્મનંદન શ્રી ઘનશ્યામ મહારાજનો અભિષેક, અન્નકૂટ
૭:૧૫ ભક્તચિંતામણિ ત્રિદિનાત્મક યજ્ઞ પ્રારંભ
૭:૩૦ ત્રિદિનાત્મક મહામંત્ર યજ્ઞ - મંત્રપોથી પૂજન પ્રારંભ
૭:૩૦ પાંચ હજાર બાળકો તથા ભક્તો દ્વારા સામૂહિક યોગા
૭:૪૫ ૫૧ કુંડી શ્રી મહાવિષ્ણુયાગ પ્રારંભ (ત્રિદિનાત્મક)
૮:૦૦ ધર્મનંદન હવેલી ઉદ્‌ઘાટન તથા ઠાકોરજીના ત્રિદિનાત્મક પૂજનોત્સવ પ્રારંભ

**મેડિકલ કેમ્પ : બપોરે ૨:૦૦ થી ૫:૦૦**

- જૂના હઠીલા રોગો માટે આયુર્વેદિક કેમ્પ

**ભવ્ય બાલમંચ (સવારે ૮:૦૦ કલાકથી...)**

- ૧૦ હજાર બાળકોના બાલમંચનું ભવ્ય ઉદ્‌ઘાટન.
- વિવિધ મૂલ્યોનાં પ્રતિકરૂપ ૨૧ પરેડનો ધબકાર.
- નૃત્ય, રૂપકો તેમજ નૃત્યનાટિકા દ્વારા જીવન મૂલ્યોની લ્હાણી તથા હાસ્ય દરબાર.
- ઓડિયો વિઝ્યુઅલ દર્શન, નેશનલ કક્ષાએ ચમકેલા તારલાઓનું અભિવાદન.
- સંતોના સત્સંગના સહારે જીવન મૂલ્યોની પ્રાપ્તિ.
- એકશન ગીત સાથે ગુરુકુલમૈયાનું ભાવપૂજન - સમૂહ પ્રાર્થના.
- વિજ્ઞાન - કલા તેમજ પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ જીવન કવન પ્રદર્શન ઉદ્‌ઘાટન.
- ચોકલેટના વધામણા સાથે આત્મીયતા સર્જાશે.

### ૨ દ્વિતીય સેશન, બપોરે ૩:૩૦ કલાકે

૩:૩૦
- કથા સરિતા પ્રારંભ
- ૩૦૦૦ સહજાનંદી પાઠશાળાના સભ્યો દ્વારા ગુરુકુલમૈયાને ભાવાંજલિ
- સુરત ગુરુકુલ થકી પ્રકટેલા એકાંતિક ધર્મ પ્રવર્તક ૧૦૦ સંતો વિવિધ ભાવથી ગુરુકુલમૈયા - ગુરુદેવનું ભાવ પૂજન કરી રાસોત્સવ મનાવશે.
- વ્યાખ્યાનમાળા : પ.પૂ. સદ્.પુરાણી શ્રી જ્ઞાનસ્વરૂપદાસજી સ્વામી
- નૃત્યકલા, રૂપક, છંદ વગેરે સાંસ્કૃતિક સભરતા.
- આંતરરાષ્ટ્રીય સ્તરે ચમકેલ રાસમંડળીઓ દ્વારા ઢાલ-તલવારના સ્ફૂર્લીંગ.
- દિવ્ય શાકોત્સવ લીલા દર્શન.
- રક્તદાન કેમ્પ : સાંજે : ૬

### ૩ તૃતીય સેશન, રાત્રે ૮:૩૦ કલાકે

૮:૩૦ **ભૂતપૂર્વ વિદ્યાર્થી ભાવ સંમેલન**

- કથા સરિતા તથા વ્યાખ્યાનમાળા.
- સુરત - રાજકોટ ગુરુકુલ તેમજ શાખા સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓનું ભાવ સંમેલન.
- ૨૫ કેક તેમજ હજારો મીણબત્તીના તેજથી ભૂ.પૂ.વિદ્યાર્થીઓ દ્વારા માતૃસંસ્થાની રજત જયંતી ઉજવણી (બર્થ ડે ઉજવશે)
- ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ ગુરુકુલમૈયાના ખોળે લીધેલ મજા, આનંદ અને સંસ્કારની સુવાસને નૃત્યો, રૂપકો, પ્રવચનો અને સંવાદોથી વ્યક્ત કરશે.
- આંતરરાષ્ટ્રીય સ્તરે ચમકેલ રાસમંડળીઓ દ્વારા ઢાલ-તલવારના સ્ફૂર્લીંગ. (દ્વિતીય સેશન)
- વિશ્વના વિવિધ ક્ષેત્રમાં સંસ્કારની સુવાસ સાથે ચમકતા ભૂ.પૂ.વિ. તારલાઓનું અભિવાદન.
- ગુરુદેવની ત્રિવિધ તુલા : રક્ત, સાહિત્ય, મેડિસિન.
- ૨૫ મણ લાડુની લ્હાણી સાથે ગુરુકુલ રજત જયંતી મહોત્સવની મિજબાની.

## તા. ૨૪-૧૨-૧૬, મંત્ર પ્રાગટ્ય દિન

### ૧ પ્રથમ સેશન, સવારે ૬:૩૦ કલાકે

૬:૩૦ કલાકે ધર્મનંદન શ્રી ઘનશ્યામ મહારાજનો અભિષેક, પૂજન, અન્નકૂટ.
૭:૦૦ વચનામૃત કથા તથા યોગ શિબિર
૭:૪૫ ૧૦૦૮ સમૂહ મહાપૂજા
**૮:૦૦ વડતાલના અ.સૌ. ગાદીવાળા માતુશ્રીની છત્રછાયામાં ભવ્ય સાંસ્કૃતિક મહિલામંચ**

- મંત્ર મહિમા કથામૃત તથા વ્યાખ્યાનમાળા.
- વિવિધ નૃત્ય-ગરબા, રૂપકો, સંવાદો દ્વારા નારી ધર્મો તેમજ સત્સંગ મૂલ્યોનું દિગ્દર્શન.
- ૧૦૮ ઉપરાંત પુત્ર-પુત્રીઓનું સત્સંગ સેવામાં સમર્પિત કરનાર જનેતાઓનું અભિવાદન.
- બેટી બચાવો, ઘર સભા, સંસ્કારને ઉજાગર કરતા કાર્યક્રમો.
- સક્રિય કાર્યકર્તા તેમજ મહિલા મહાનુભાવોનું અભિવાદન.
- જામખંભાળીયાના આંતરરાષ્ટ્રીય મહિલા ગરબા મંડળ દ્વારા ૫૧ બેડાના પીરામિડ સાથેના ગરબા નૃત્ય તથા ૧૦૦૮ જ્યોત યુક્ત પ્રાચીન સંસ્કૃતિને ઉજાગર કરતા રાસ-ગરબાઓ.
- હરિકૃષ્ણ મહારાજની રક્તતુલા, સાડી તુલા.
- વાર્ષિક ૧૧ કરોડ મંત્રલેખનાર્થે મંત્રબુક વિતરણ.

**મેડિકલ કેમ્પ : બપોરે ૨ થી ૫** સ્ત્રી રોગ, સારણગાંઠ, વધરાવળ, હરસ-મસા, ભગંદર, હાડકાના દર્દો, બીપી, ડાયાબિટિસ, શ્વાસના રોગો, ચામડીના રોગો માટે
**રક્તદાન કેમ્પ : સાંજે : ૬**

### ૨ દ્વિતીય સેશન, બપોરે ૩:૩૦ કલાકે

૩:૩૦
- મંત્ર મહિમા કથામૃત
- ધર્મધુરંધર આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રી દીક્ષિત ગુરુકુલના ૧૦૦ સંતો દ્વારા મહારાજશ્રીનું પૂજન - વંદન
- ૫૧ સંગીતકાર સંતો દ્વારા વિવિધ વાજીંત્રો સાથે મહામંત્ર મહિમા ગાન તથા મુક્તમુનિએ નૃત્યમાં જેમ હાથી ચિતરેલો તેમ સંતો નીલકંઠવર્ણી યાત્રાનો નકશો નૃત્યથી ચિતરશે.
- વ્યાખ્યાનમાળા : પુરાણી શ્રી કૃષ્ણપ્રિયદાસજી સ્વામી
- ભાવાંજલિ ઉપક્રમે યોજાયેલ ૭૫ કથાના યજમાન ભક્તોનું અભિવાદન.
- રાજસ્થાનની ખ્યાતનામ વિવિધ લોક નૃત્ય કલા
- મહામંત્ર રૂપક, નૃત્ય, સંવાદ દ્વારા મહામંત્ર પ્રાગટ્યોત્સવ
- અખંડધૂન વિંશતિ ઉપક્રમે ૨૦ મણ પેંડાની લ્હાણી

**રાત્રે ૭:૦૦ અખંડધૂન મંદિર તથા ઠાકોરજીનું ૫ હજાર કિલો પૂજા સામગ્રીથી અભિષેક - પૂજન - આરતિ.**

### ૩ તૃતીય સેશન, રાત્રે ૮:૩૦ કલાકે

૮:૩૦
- મંત્રમય સંતો - ભક્તોના ચરિત્ર કથામૃત સરિતા
- ૫૦૦ વિવિધ વાજીંત્રોના ધ્વનિગીત સાથે સંગીતકાર સંતો, યુવાનો, બાળકો દ્વારા મહામંત્ર મહિમાગાન - સંકીર્તન
- ૧૦૦ ઉપરાંત પુત્ર-પુત્રીઓને સંત દીક્ષા અર્થે સમર્પિત કરનાર પિતાશ્રીઓને આશીર્વાદ.
- વિવિધ સાંસ્કૃતિકતા સાથે આંતરરાષ્ટ્રીય કલા દર્શન.
- રાજસ્થાનની ખ્યાતનામ વિશિષ્ટ લોકનૃત્ય કલાદર્શન, મંત્રમહિમા રૂપક, નૃત્યો.
- મંત્ર ઉદ્‌ઘોષણા સાથે સમૂહ રાસ.
- સાહિત્ય પ્રકાશન.

## તા. ૨૫-૧૨-૧૬, ગુરુભક્તિ દિન

### ૧ પ્રથમ સેશન, સવારે ૬:૩૦ કલાકે

૬:૩૦ ભક્તિનંદન શ્રી ઘનશ્યામ મહારાજનું ષોડ્શોપચાર પૂજન, ૧૦૦૮ વાનગી, સામગ્રી, નૈવેદ્યનો અન્નકૂટ - હાટડી
૭:૦૦ વચનામૃત ચિંતન કથામૃત તથા યોગ શિબિર
૮:૩૦ સંત ચરિત્ર કથા સરિતા

- ગુરુકુલ પરિવારના કાર્યશીલ કાર્યકર્તાશ્રીઓના પોષણ તથા માર્ગદર્શન રૂપ સંમેલન
- વ્યાખ્યાનમાળા : પુરાણી શ્રી દેવપ્રસાદદાસજી સ્વામી
- સંવાદ, નૃત્યો તથા રૂપકોથી આદર્શ જીવન તથા સત્સંગ કાર્ય માટે ભાવાત્મક માર્ગદર્શન
- સુરક્ષાસૂત્ર, સમર્પણ ધરતી ગુરુકુલની મીટ્ટીથી તિલક તેમજ વધામણા સાથે સંતોના હસ્તે મુખમાં ભાવપ્રસાદી.
- વાર્ષિક ૨૫ લાખ વંદુના પાઠ માટે ભાવભક્તિમય કાર્યની સોંપણી

### ૨ દ્વિતીય સેશન, બપોરે ૩:૩૦ કલાકે

**૩:૩૦ ભવ્ય સાંસ્કૃતિક યુવામંચ**

- સંત ચરિત્ર વ્યાખ્યાન
- શતાબ્દીના ઉપક્રમે ૧૦૦ મશાલ, ૧૦ હજાર દીપ પ્રાગટ્ય સાથે મશાલ નૃત્ય દ્વારા યુવામંચનું ભવ્ય સાંસ્કૃતિક ઉદ્‌ઘાટન
- વિવિધ મૂલ્યો દર્શક ૧૧ પરેડનો ધબકાર
- કથક માસ્ટર ટીવી સ્ટાર કુમાર શર્મા દ્વારા ભગવત્ ચરિત્ર આધારિત કથક નૃત્ય
- ગુરુદેવના જીવન પર યુવા પ્રેરણાત્મક નૃત્ય નાટિકા.
- રાષ્ટ્રીયતાનો રણકાર તેમજ નિયમ, નિશ્ચય, પક્ષ પર રૂપક તથા નૃત્ય
- મેઝીક શો : સત્સંગપ્રેમી કે.લાલ સાહેબના મેઝીક કરતબ બતાવશે મેઝિશ્યન અંકિત, દિલિપ, વિરેન
- બેટી બચાવો, વ્યસનમુક્તિ, સ્વચ્છતા અભિયાન અને સંસ્કારની સુવાસ પર પ્રેરણાત્મક સંત વચનો.
- પૂ. ગુરુદેવ સ્ટેજ લાઈવ પેઈન્ટીંગ મનોજ મૌર્યા (પેઈન્ટર એન્ડ ફિલ્મ મેકર)
- વાર્ષિક ૧૧ (સવા) અબજ મહામંત્રના જપ માટે ૧ હજાર યુવાનોને જપયંત્રોનું અર્પણ.
- પ્રેરણાશીલ તથા કાર્યશીલ યુવકોનું અભિવાદન

### ૩ તૃતીય સેશન, રાત્રે ૮:૩૦ કલાકે

૮:૩૦

- સત્સંગ કથા સરિતા.
- હાસ્યરસની સભરતા સાથે ગુરુદેવના જીવન કવન વ્યાખ્યાન : શાસ્ત્રી શ્રી અચલજીવનદાસજી સ્વામી
- કથક માસ્ટર ટીવી સ્ટાર કુમાર શર્મા દ્વારા ભગવત્ ચરિત્ર આધારિત કથક નૃત્ય (દ્વિતીય સેશન)
- મેઝીક શો : સત્સંગપ્રેમી કે.લાલ સાહેબના મેઝીક કરતબ બતાવશે મેઝિશ્યન અંકિત, દિલિપ, વિરેન (દ્વિતીય સેશન)
- અંતિમ સેશનમાં સાંસ્કૃતિકતા સભર પૂર્ણાહુતિનો ધબકતો કાર્યક્રમ.
- સમૂહ આરતિ, આતશબાજી, સમૂહ રાસ, પ્રસાદની લ્હાણી

## મહોત્સવના ભક્તિમય આયોજનો

- **શ્રીમદ્ સત્સંગિજીવન અંતર્ગત મૂલ્યો પર કથા પારાયણ :** તા. ૨૩ થી ૨૫ દરરોજ બપોરે : ૩ કલાકે, રાત્રે : ૮ કલાકે
  વક્તાશ્રીઓ : લોકલાડિલા, સંગીતજ્ઞ, વિદ્વાન શાસ્ત્રી શ્રી ચૈતન્યસ્વરૂપદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી મંગલસ્વરૂપદાસજી સ્વામી તથા પુરાણી શ્રી અક્ષરપ્રિયદાસજી સ્વામી વિવિધ મૂલ્યો પર સંગીતની સૂરાવલિ સાથે પોતાની આગવી રસાળ શૈલીમાં કથામૃતનું પાન કરાવશે.
- **નારાયણગીતા કથામૃત :** શ્રીહરિએ સ્વમુખે ગાયેલ શ્રી નારાયણગીતાની ૨૫ મી કથામૃત સરવાણી વક્તા : જેને સાંભળવા એ એનેરો લ્હાવો છે એવા વામનસ્વરૂપ વર્ણીજી તથા હાસ્ય રસિક કવિ હૃદયી પુરાણી શ્રી મધુસુદનદાસજી સ્વામી.
- **વચનામૃત રહસ્ય કથામૃત :** દરરોજ સવારે ૭:૦૦ કલાકે વક્તા : યુવાનોના લાડિલા શાસ્ત્રી શ્રી વિરક્તજીવનદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી ધર્મનંદનદાસજી સ્વામી
- **સહજાનંદ યોગ શિબિર :** તા. ૨૩ થી ૨૫, દરરોજ સવારે ૭:૦૦ થી ૮:૦૦ મહોત્સવ દરમ્યાન શારિરીક માનસિક તકલીફોને દૂર કરનાર ત્રિદિનાત્મક યોગશિબિરનું આયોજન કરવામાં આવેલ છે. યોગદર્શક : યોગાચાર્ય શ્રી યોગદર્શનદાસજી સ્વામી, શ્રી યોગસ્વરૂપદાસજી સ્વામી
- **ભવ્યાતિભવ્ય સાંસ્કૃતિક કાર્યક્રમ :** સમગ્ર મહોત્સવ દરમ્યાન ૨૦૦ ઉપરાંત બાળકો અને યુવાનો પોતાની આગવી કલાથી નૃત્યો, રૂપકો, સંવાદો દ્વારા અનેકવિધ દિવ્ય પ્રસંગોનો સાંસ્કૃતિકતા સભર ચિતાર ખડો કરશે.
- **૫૧ કૂંડી શ્રી મહાવિષ્ણુયાગ :** તા. ૨૩ થી ૨૫, સવારે ૭:૦૦ થી ૧૨:૦૦ ગુરુકુલ ખાતે ચાલતા આજીવન યજ્ઞના પંચદશાબ્દીના ઉપક્રમે ૧૧ લાખ આહુતિ સાથે શ્રી મહાવિષ્ણુયાગ.
- **ભાવપૂજન :** સવાલાખ આહુતિ સાથે મહામંત્ર ત્રિદિનાત્મક યજ્ઞ તથા ૨૫ કરોડ મંત્રલેખન - મંત્રપોથીઓનું ભાવપૂજન.
- **ભક્તચિંતામણિ યજ્ઞ :** તા. ૨૩ થી ૨૫, રોજ સવારે ૮ થી ૧૨ અને બપોરે ૨ થી ૬ ભાવાંજલિના ઉપક્રમે યોજાયેલ ૧૫૦ ભક્તચિંતામણિ યજ્ઞના ઉદ્યાપન સ્વરૂપે ભક્તચિંતામણિ યજ્ઞ.
- **પ્રદર્શન તથા વિજ્ઞાન મેળો :** તા. ૨૩ થી ૨૫ દરરોજ સવારે ૧૦ થી રાત્રે ૯ કલાકે કલા - વિજ્ઞાન મેળો તેમજ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ જીવન કવન અને સંસ્થા દર્શન પ્રદર્શન
- **રક્તદાન શિબિર :** તા. ૨૩ થી ૨૫, દરરોજ સાંજે ૮:૦૦ કલાકે ૨૫ વર્ષમાં ગુરુકુલ દ્વારા યોજાયેલ ૬૪ રક્તદાન કેમ્પના ઉપક્રમે ૨૫૦ બોટલ યુક્ત રક્તદાન કેમ્પ
- **ઘનશ્યામ ભુવન હવેલી :** ઘનશ્યામ ભુવનનું હવેલી સ્વરૂપમાં ઉદ્‌ઘાટન સાથે ૧૧ વર્ષમાં ૪ કરોડ તુલસીપત્રથી હરિકૃષ્ણ મહારાજના થયેલ પૂજનના ઉદ્યાપન સ્વરૂપે ત્રિદિનાત્મક સર્વમંગલ સ્તોત્રના ૨૧ આવર્તન સહ પૂજનોત્સવ.

## ઉત્સવ પહેલા...

- **૧૦૮ કલાક અખંડ રાસોત્સવ :** પ્રારંભ ૨૧ તા. સાંજે : ૭ કલાકે (તા. ૨૧ થી ૨૫) અખંડધૂન વિંશતિના ઉપક્રમે સંગીતના સથવારે મહામંત્રની ધૂન સહ ૧૦૮ કલાક અખંડ રાસોત્સવ
- **પ્રેરણાદાયી સમૂહ લગ્નોત્સવ :** તા. ૧૮-૧૨-૨૦૧૬ને રવિવાર સાંજે : ૫ કલાકે
- **ધાબળા વિતરણ :** જરૂરિયાતમંદ લોકોને ૧૦ હજાર ધાબળાનું વિતરણ

## તા. ૨૨-૧૨-૨૦૧૬, ગુરુવાર, સાંજે ૪:૦૦ કલાકે

- **ભવ્ય દર્શનીય શોભાયાત્રા :** ધાર્મિક, શૈક્ષણિક તથા સામાજિક મૂલ્યોને દર્શાવતા ૧૦૮ વિવિધ ફ્લોટ્સ સાથે બાલ, યુવા, મહિલા સત્સંગ મંડળો પોતાના વિસ્તારમાંથી સંકીર્તન કરતા થકા સાંજે ૫:૩૦ કલાકે ગુરુકુલ ચોક (સિંગણપોર) પહોંચી, શોભાયાત્રા સાથે જોડાયને ૭:૧૫ કલાકે ગુરુકુલ પહોંચશે.
- **દબદબાભર્યું મહોત્સવ ઉદ્‌ઘાટન, સાંજે ૭:૧૫ કલાકે :** હજારો ભક્તો, સંતો, મહાનુભાવોની ઉપસ્થિતિમાં ગગન ગજાવતા, ધરતી ધ્રુજાવતા ગીત, સંગીત, સાંસ્કૃતિકતા સભર નૃત્યનાટિકા, આતશબાજીના ખેલ સાથે ભવ્યાતિભવ્ય મહોત્સવનું ઉદ્‌ઘાટન.

## મહોત્સવ લાઇવ પ્રસારણ



ચેનલ નં - ૮૭૪

સવારે : ૮:૩૦ થી ૧૧:૩૦
બપોરે : ૩:૩૦ થી ૦૬:૩૦
રાત્રે : ૮:૩૦ થી ૧૧:૩૦




જીટીપીએલ - ૫૫૧
તા. ૨૪ થી ૨૬
સાંજે : ૮:૩૦ થી ૧૦:૦૦


Gurukultube

એન્ડ્રોઇડ તથા એપલમાં ગુરુકુલ ટયુબ એપ ડાઉનલોડ કરી લાઇવ પ્રસારણ જોઇ શકાશે. અને યુટયુબમાં ગુરુકુલ સુરતમાં જોઇ શકાશે.

## શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના ઈતિહાસમાં સુરત ગુરુકુલ ખાતે પ્રગટેલી

# આજીવન વિશિષ્ટ સિદ્ધિઓ

- ૨૦ વર્ષથી સ્વામિનારાયણ મહામંત્રની આજીવન ચાલતી અખંડધૂન તથા અખંડ મંત્રલેખન.
- 3 વર્ષથી નીલકંઠધામ ખાતે આજીવન સ્વામિનારાયણ મહામંત્રની ચાલતી અખંડધૂન.
- સુરત શહેરમાં નિત્ય ઘરે ઘરે ફરતી અખંડધૂન.
- સુરત શહેરમાં ૩૮૩ બાલ-યુવા મહિલા સત્સંગ મંડળો, ધૂન મંડળો દ્વારા ભજન-ભક્તિ.
- ૨૫ વર્ષમાં સુરત ગુરુકુલમાંથી ૧૦૦ સંતોનું પ્રાગટ્ય થયું.
- ૧૪ વર્ષથી ૧૫ હજાર ઉપરાંત ભક્તો દ્વારા દર હરિજયંતીએ પદયાત્રા - અભિષેક.
- સંપ્રદાયમાં સૌથી મોટી મંત્ર બેંક કે જેમાં કાયમી ૧ કરોડ મંત્રજાપ-મંત્રલેખન ઉમેરાય છે.
- ૧૫ વર્ષથી આજીવન મહાવિષ્ણુયાગ તથા મહાપૂજા, નિત્ય સવારે ૭ થી ૧૨.
- સાડા ત્રણ વર્ષમાં ચારેય વેદની મંત્રધ્વનિ સાથે ૧૦૮ વેદ પારાયણ.
- 3 વર્ષથી વચનામૃતનું અખંડ પઠન.
- ૧૪ વર્ષથી શ્રીમદ્ સત્સંગિજીવન તથા શ્રીમદ્ ભાગવત અખંડ સંહિતાપાઠ.
- નિત્ય સર્વમંગલ સ્ત્રોત્રના મંત્રો સાથે ૧૧ હજાર તુલસીદળ તથા અક્ષતથી શ્રી હરિકૃષ્ણ મહારાજનું પૂજન, ૧૧ વર્ષમાં ૪ કરોડ તુલસીદળથી પૂજન થયું.
- ૧૨ વર્ષથી હરદમ વહેલી સવારે ઠાકોરજી માટે વિવિધ પ્રાંતમાંથી શિરામણી આવે છે.
- ૧૨ વર્ષથી નિત્ય ઠાકોરજી રથમાં બેસી ઘરે ઘરે અન્નકૂટ થાળ જમવા પધારે છે.
- ૧૪ વર્ષથી ૨ હજાર સભ્યો યુક્ત સહજાનંદી સભા.
- ૨૫ વર્ષથી વચનામૃત સત્સંગ રવિસભા.
- નિત્ય નર્મદાતટે નીલકંઠપ્રભુનો મહાભિષેક, રાજોપચાર સાથે મહાનિરાજન તથા નગરયાત્રા.
- ભક્તો અબજોની સંખ્યામાં મંત્રજાપ, મંત્રલેખન, હરિસ્મૃતિ, વંદુના પાઠથી ભજન-ભક્તિ કરી રહ્યા છે.
- ૧૪ વર્ષથી કાયમી સાંસ્કૃતિક પ્રદર્શન દ્વારા લાખો લોકોને ભારતીય સંસ્કૃતિનું દર્શન થતું રહે છે.
- સંપ્રદાયમાં સૌ પ્રથમ ધ્યાનમંદિરના નિર્માણ સાથે ધ્યાન માર્ગનું વિશિષ્ટ પ્રવર્તન.
- સંપ્રદાયમાં સૌ પ્રથમ ૧૫૧ ફૂટની સ્વામિનારાયણ ભગવાનની કાયમી મૂર્તિનું નીલકંઠધામ ખાતે પ્રાગટ્ય.
- વર્તમાનકાળે સાત હજાર વિદ્યાર્થી સંસ્કાર યુક્ત વિદ્યા પ્રાપ્ત કરે છે.
- વિદ્વાન, યુવા સંતો દ્વારા કથાપારાયણ, વ્યાખ્યાનમાળા, પ્રવચનો, યોગશિક્ષાનું સાતત્ય.
- ગીત-સંગીત, નૃત્ય, રૂપકો, સંવાદો વગેરે સાંસ્કૃતિકતામાં હરહંમેશ અગ્રેસરતા.
- ૧૨ વર્ષથી નર્મદા - નવસારી ગુરુકુલ ખાતે આદિવાસી બાળકો માટે ફ્રી છાત્રાલયો.
- ૧૨ વર્ષથી મોબાઇલ મેડિકલ ડિસ્પેન્સરી દ્વારા હજારો જરૂરિયાતમંદ લોકોને ફ્રીમાં મેડિકલ સેવાઓ.
- ૭ વર્ષથી મોબાઇલ વ્યસનમુક્તિ રથ દ્વારા દર વર્ષે ૧૫ હજાર ઉપરાંત વ્યસનીલોકો વ્યસન મુક્ત બને છે.












**હે ગુરુદેવ !**

શ્રીજી સ્થાપિત ગુણાતીત પરંપરાના અડીખમ
આધારસ્તંભ સમા આપે તો ભગવાન સાથે વાતો કરનારા સમર્થ
સંતોના સમાગમ, સેવાઓ કરીને એટલો રાજીપો પ્રાપ્ત કર્યો છે કે
આપના વારસદાર એવા અમે યુગો સુધી વાપરીએ
તોય ખૂટે તેમ નથી.
આપની દીક્ષા શતાબ્દી વર્ષે
આપના જીવનસાગરમાંથી આચમનના હક્કદાર બનીએ એવી
પ્રાર્થના સહ આપના ચરણોમાં કોટિ કોટિ વંદન....





## મહોત્સવ લાઇવ પ્રસારણ




ચેનલ નં - ૮૭૪

સવારે : ૮:૩૦ થી ૧૧:૩૦
બપોરે : ૩:૩૦ થી ૦૬:૩૦
રાત્રે : ૮:૩૦ થી ૧૧:૩૦




જીટીપીએલ - ૫૫૧
તા. ૨૪ થી ૨૬
સાંજે : ૮:૩૦ થી ૧૦:૦૦



Gurukultube

એન્ડ્રોઇડ તથા એપલમાં ગુરુકુલ ટયુબ એપ ડાઉનલોડ કરી લાઇવ પ્રસારણ જોઇ શકાશે.
અને યુટયુબમાં ગુરુકુલ સુરતમાં જોઇ શકાશે.

VISHVAMANGAL ART GURUKUL SURAT
Galaxy Offset_+919825715103